# ઇસલામીઓનો

# હીન્દને ઠપકો.

રચી- પ્રગટ કરનાર

**એદલજી ધનજી કાબા,**

અમરેલી-કાઠીયાવાડ.

ઇ૦ સ૦ ૧૯૧૨

આવૃતી પહેલી　　　　નકલ ૫૦૦

અમદાવાદ—ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું.

**કીંમત ચાર આના.**

# ઇસલામીઓનો

# હીન્દને ઠપકો.

રચી- પ્રગટ કરનાર

**એદલજી ધનજી કાબા,**

અમરેલી-કાઠીઆવાડ.

ઈ૦ સ૦ ૧૯૧૨


આવૃતી પહેલી          નકલ ૫૦૦

અમદાવાદ—ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું.

કીંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

મહેરબાન નેકનામ

**શેઠ હાજી અબ્દુલ્લાહ જાનુ હસન**

જનરલ મરચંટ

**ધોરાજી.**

આપની ઇસલામી કાર્યને દરેક રીતે તન, મન, ધનથી
ઉતેજન આપવાની; તેમજ આપણી કેળવણીથી પ-
છાત પડેલી મુસલમીન કોમને કેળવણી તરફ
દોરવવાની; તેમજ તેને લગતાં અનેક
કાર્યોમાં ભાગ લેવાની નેક કોશીશ
કરતા જોઈ આ ઇસલામી
સાહિત્યનું પુસ્તક આપ-
નેજ માનપૂર્વક
અર્પણ
કરૂં
છું.

અમરેલી-કાઠીયાવાડ } ખાદીમે ઇસલામ,
**એદલજી ધનજી કાબા.**

# પ્રસ્તાવના.



ઉરદુ શાએરોમાં શમશુલ ઓલમાં મૌલાના અલતાફ હુસેન ' હાલી ' પાણીપતિનું મુબારક નામ સૂર્યની પેઠે પ્રકાશી રહ્યું છે. તેમણે સર સઇયદ એહમદની સૂચનાથી હીન્દની ઇસલામી કોમના સુધારણા અર્થે પહેલ વહેલી ઉરદુ કોમી નજમોની શરૂઆત કીધી. આ શરૂઆતમાં તેમણે ઉરદુ કોમી નજમોના જેજે રીસાલા લખ્યા તે એવા તો અંતઃકરણના ખરા ઉભરાથી લખાયા કે, બહાર પડવા સાથે તેણે કોમમાં મોટી હલચલ ઉતપન્ન કરી આપી. સઘળા કોમી લેખો, ભાષણો તથા મજલીસોના તે સૃંગાર થઇ પડયા. તેમાં કોમી પડતીનું જે ચીત્ર આળેખવામાં આવ્યું હતું તે એવું તો આબાદ આળેખાયું કે તેમના રીસાલાઓના જવાબમાં બીજા ઘણા શાએરોએ જાનતોડ કોશીશ કીધી પરંતુ મૌલાના હાલીની નજમો પર તેમની નજમો ફાવી શકી નહિ. તેમની આવી નજમોના ઘણા રીસાલાઓ ઉરદુમાં બહાર પડેલા છે અને તેની અનેક આવૃતિઓ અનેક છાપખાનાઓમાં છપાઇ પ્રસરી રહી છે. આવી અસરકારક અને સર્વ માન્ય નજમોના રીસાલાઓ પૈકી મેં ત્રણ રીસાલાને ખાસ ચુંટી કહાડયા અને તે ત્રણે રીસાલાની નજમો ગુજરાતી સાર સાથે ગુજરા-

તી ઇસલામી આલમ માટે પ્રગટ કરવાનું કોમહિત માટે મેં મુનાસબ ધાર્યું. આ ત્રણ રીસાલામાં એક **ઇસલામની ચડતી પડતી** બીજો **ઉમ્મતનો વિલાપ** અને ત્રીજો આ **ઇસલામીઓનો હીન્દને ઠપકો** એવાં નામો આપી મેં ઇસલામી બધુંઓના હાથમાં મુકયા છે. અને તેમ કરવાનો મારો હેતુ એજ છે કે, તે રીસાલાઓએ ઉરદુ ઇસલામી આલમમાં જે કોમ સેવાનું મહાન કામ કરી બતાવ્યું છે તેવુંજ કામ ગુજરાતી ઇસલામી આલમમાં પણ તે કરી બતાવે. હું આશા રાખું છું કે, ગુજરાતી ઇસલામી ભાઇઓ તેના વાચનથી પોતાની કુંભકરણ જેવી નીદ્રાને દુર કરી કોમ ઉન્નતિનાં પવિત્ર કામમાં પ્રવૃત થશે.

**ખાદીમે ઇસલામ**

**એદલજી ધનજી કાબા.**

૭૮૬

# ઈસ્લામીઓનો હીન્દને ઠપકો.

## ઠપકો પહેલો.

રૂખસત અય હીન્દુસ્તાં અય બુસતાને બે ખ્રીઝાં,
રેહ ચુકે તેરે બોહોત દીન હમ બદેસી મેહમાં. ૧

આજ ગો શીકવુંસે હેં લબરેઝ હમ અય ખાકે હીન્દ,
હેં મગર એહસાન અગલે તેરે સબ ખાતેર નેશાં. ૨

તુને બેગાનુંકી ખાતીર કી યગાનુંસે સીવા,
મેહમાં થે પર બનાયા તુને હમકો મેઝબાન. ૩

તેરે બાગુંકી પીઝાઉંને દીયે દીલસે ભુલા,
શોબે બબ્વાંનો સમરકંદો હમીસ્કો ઈસ્ફહાં. ૪

યાદ કુચ્છ જેજાું રહા હમકો ન દજલા ઓર ફુરાત,
તેરે ગંગા જલને જબસે તર કીયે ગામો ઝમાં. ૫

તેરે કાશીકી કશીશને કરદીયે હમસે જુદા,
મસરબો બતહા સનઆ વ ઝબીદો નેહરવાં. ૬

તેરે ઝોકે નેશકરને કર દીયે સબ દીલસે માહવ,
બસરાઓ તાએફકે નારસ્તાં ઓર ખુર્માસ્તાં. ૭

પસ્તે ગુલમેં દેખકર જોબન મહા બનકા તેરે.
મરો ઓર શીરાઝકે ભુલે ચમન ઓર ગુલસ્તાં. ૮

તેરે સર જીવન પહાડુંને દીયા જીસે ઉતાર,
નેહર રૂકની ઓર ગુલ ગશ્તે મુસલ્લાકા સમાં. ૯

હાવને ભુલીં સમરકંદી વ શીરાઝી તમામ,
ઇસ કદર અલવાન નેઅમતકે લગાંયે તુને ખાન. ૧૦

નકશ હેં દીલપર હમારે સબ મુદારાતેં તેરી,
હમ ન ભુલેગે કભી દીન તેરે ઓર રાતેં તેરી. ૧૧

## પહેલા ઠપકાનો સાર.

૧ ઓ, ગુલજાર હીન્દુસ્તાન ! હવે તને છેવટની સલામ કરીએ છીએ, કેમકે અમો પરદેશી ઘણી લાંબી મુદત તારા મેહમાન રહી ચુકયા.

૨ ઓ, હીન્દ ભુમિ ! જો કે આજે અમો તને ઠપકો આપીએ છીએ પરંતુ તેં જે પ્રથમ અમારાપર ઉપકારો કીધા છે તે અમો વીસરી ગયા નથી.

૩ તેં પરાયાનો સત્કાર પોતાનાઓ કરતાં પણ વિશેષ કીધો. અમો તો તારા મેહમાન હતા પરંતુ તે તો અમોને ઘરઘણીજ બનાવી આપ્યા.

૪ તારા ખુશનુમા બાગોની લેહકીએ તો બલ્ખ, સમરકંદ, દમીશ્ક અને ઇસ્ફહાનના બગીચાઓને તદ્દન ભુલાવીજ આપ્યા.

૫ જ્યારથી તારા ગંગાજળે અમારી જીભ તથા પગોને તર કીધા છે ત્યારથી અમોને જૈજું, દજલા તથા ફુરાતની નદીઓ યાદજ રહી નથી.

૬ તારા કાશીનાં દેવળોનાં આકર્ષણે મક્કા, મદીના, સના તથા નેહરવાન શહેરોને તદ્દન છોડાવી આપ્યાં છે.

૭ તારી શેરડીના સ્વાદે બસરા તથા તાએફના મેવાઓને વીસરાવી નાખ્યા છે.

૮ વસંત રૂતુમાં તારા મહાબનનું જોબન જોઇ મરો તથા શીરાઝના બાગ બગીચા ભુલાઇ ગયા છે.

૯ તારા સજીવન પહાડોએ નેહર રૂકની તથા શીરાઝના મુસલ્લાની સેર તદ્દન વીસરાવી મુકી છે.

૧૦ તેં પકવાનોના એવા એવા સ્વાદિષ્ટ પતરાવળાં પીરસ્યાં કે જેને લઇ અમો સમરકંદી તથા શિરાઝી દાવતોને ભુલીજ ગયા.

૧૧ આ સઘળું અમારા જીગરમાં બરાબર કોતરાએલું છે. અમો કદી પણ તારા દીવસો તથા તારી રાત્રીઓ ભુલીશું નહિ.

## ઠપકો બીજો.

થી હમારી કોમો મીલ્લત રસ્મો આદત સબ જુદા,
રીસ્તા વ પૈબંદ કોઇ હમમેં ઓર તુઝમેં ન થા. ૧

બોલચાલ અપની અલગ થી ઓર ઝબાં તેરી અલગ,
તુજસે હમથે અજનબી ઓર હમસે તુ ના આશના. ૨

હમમેં અય હીન્દુસ્તાં ગો ખુયે જીન્સીયત નથી,
તુને લૈકીન અપની આંખુંપર લીયા હમકો બીઠા. ૩

તુને સોંપી મોહરે દૌલત હમકો ઓર તબ્લો નેશાં,
તુને બખ્શે કસ્ત્રો એવાં હમકો ઓર ખુસ્તાં સરા. ૪

તુને સરવત દી હકુમત દી રીયાસત દી હમેં,
શુક્ર કીસ કીસ મેહરબાનીકા કરેં તેરી અદા. ૫

નીભ સકી લેકીન ન આખેર તક યેહ ખાતેરદારીયાં,
જો દીયા તુને વોહ આખેરકો સબ રખવાલીયા. ૬

ખેર, અપને માલકા તુ હર તરાહ થા મુખ્તેયાર,
જીસ્સે ચાહા લે લીયા ઓર જીસ્કો ચાહા દે દીયા. ૭

ખેંચ લેં અપની ઇસોદમ ઉઠકે સુદ્દીસે ઝબાં.
ભુલ કર ભી ગર ઝબાંપર ઇસકા આ જાએ ગીલા. ૮

પર ગીલા યેહ હે કે જો કુચ્છ અપના હમ લાયેથે સાથ,
વોહભી તુને હમ્સે લેકર કર દીયા બીલકુલ ગદા. ૯

આદમિયત કે થે જોહર જો હમારી જાતમેં,
ખાકમેં આખેર દીયે અય હીન્દ સબ તુને મીલા. ૧૦

યાદ હોગા તુજકો યહાં આયેથે હમ કીસ શાનસે,
તુજકો સોગંદ અપને સતજુગકી બતા ઇમાનસે. ૧૧

## બીજા ઠપકાનો સાર.

૧ ઓ હીન્દ! અમારો ધર્મ, અમારી કોમ તથા અમારા રીતરીવાજો તારાથી તદ્દન જુદાજ હતા. તારી સાથે અમારે પ્રથમનો કાંઈ સબંધ નહોતો.

૨ અમારી ભાષા જુદી હતી અને તારી ભાષા જુદી હતી. તારાથી અમે અજાણ્યા હતા અને તુ અમારાથી અજાણ્યો હતો.

૩ ઓ હીન્દ! અમોને કોઇપણુ બાબતમાં તારી સાથે મળતાવડાપણુ નહિ હતું, છતાંપણુ તેં અમોને તારી આંખોપર બેસાડી લીધા.

૪ તેં અમોને દોલત, ડંકા, નીશાન, મહેલ, તથા બાગ બગીચાઓની નવાજેશ કીધી.

૫ તેં અમોને દોલત આપી, સત્તા આપી, અને મોટું રાજપાટ એનાયત કીધું. ઓ હીન્દ! અમો તારી કઇ કઇ મહેરબાનીઓનો ઉપકાર માનીએ!

૬ પરંતુ અફ્સોસ ! તે તારી નવાજેશો છેવટ સુધી નભી શકી નહિ. છેવટમાં તેં જે કાંઇ આપ્યું હતું તે સઘળું પાછું લઇ લીધું.

૭ ઠીક છે, તારી વસ્તુનો તો તું દરેક રીતે મુખત્યાર હતો. તારી મરજીમાં આવ્યું તેને આપી અને તારી મરજીમાં આવ્યું તેની પાસેથી લઇ લીધી.

૮ તારી વસ્તુઓ તેં જે અમોને આપી હતી તેની શીકાયત ભુલે ચુકે પણ જો જીભપર આવી જાય તો તે જીભને મુખથી ખેંચી કાઢવાને તૈયાર છીએ.

૯ પરંતુ શીકાયત માત્ર એટલીજ છે કે, જે કાંઇ અમો સાથે લાવ્યા હતા તે પણ તે ઝુંટવી લઇ અમોને તદન કંગાળ બનાવી દીધા.

૧૦ જે માણુસાઇ ખવાસે। અમારી જાતમાં હતા તે સઘળા ઓ હીન્દ ! તેં ઝુટવી લઇ અમોને તદ્દન કંગાળ કરી આપ્યા.

૧૧ ઓ હીન્દ ! તને તારા સતજુગના સોગંદ આપીને કહીએ છીએ કે, તું ઇમાનથી જણાવ કે અમો કેવી શાનો શોકતથી અત્રે આવ્યા હતા !

## ઠપકો ત્રીજો.

તુર્કમાની સલત ઓર મુગલી જેલાદત હમમેં થી,
અઝમે કુર્દી હમમેં થા બીદવી હમીય્યત હમમેં થી. ૧

હાશમી આદાબ વ અબ્બાસી ફઝાયેલ હમમેં થે,
તુર્કે આરાબી વ અદનાની ફસાહત હમમેં થી. ૨

ઝર્બે કર્રારી વ હર્બે ખાલદી રખતેથે હમ,
સતવતે હમઝા વ ફારૂકી જલાલત હમમેં થી. ૩

ઇર્કે ગેરતથી દલીલ અપની શરાફતકી ન માલ,
છીપતી હે જીસ્સે દૌલત વોહ શરાફત હમમેં થી. ૪

આજ ખાવર થા મકામ અપના તો કલ થા બાખ્તર,
એશો અશરતકી ન ફુરસત થી ન આદત હમમેં થી ૫

નંગ થા હમકો મુશક્કત સે ન મઝદુરીસે આર,
જો બુઝુરગીથી મુશક્કતકી બદોલત હમમેંથી. ૬

હમ શુતરબાનીસે પોંહચેથે જહાંબાની તલક,
ઇસ લીયે બાકી શુતરબાનુંકી ખસલત હમમેં થી. ૭

જો નેશાં એકબાલમંદી કે હેં વોહ સબ હમમેં થે,
હુબ્બે દીની હમમેથા કોમી મોવદ્દત હમમેં થી. ૮

ઘર હમારે ઓર હમ સબ વકફ મેહમાનું પે થે,
પસરબી મેહમાં નવાઝી વ ઝીયાફત હમમેં થી. ૯

ફુટસે વાકેફ ન થે હમ તેરે અય હીન્દુસ્તાં,
એહમદી અખલાકો ઇસલામી અખવ્વત હમમેં થી. ૧૦

છીન લી સબ હમસે યહાં શાને અરબ આને અજમ.
તુને અય ભારતમરે અકવામો અક્કાલુલ ઉમમ. ૧૧

## ત્રીજા ઠપકાનો સાર.

૧ તુર્કી દબદબો અને મુગલાઈ શુરવીરતા અમારામાં હતી. કુદરતી ઈરાદાઓ અને બીદવી હમીય્યત અમારામાં હતી.

૨ હાશમી સભ્યતા અને અબ્બાસી ઉમદાપણું અમારામાં હતું, અદનાની જુસ્સેદાર છટા અને અરબી વકૃત્વતા અમારામાં હતી.

૩ હૈદરે કર્રાર તથા ખાલીદ જેવી લડાયક કુશળતા અમારામાં હતી હમઝા જેવો દબદબો અને ફારૂકી જલજલો અમારામાં હતો.

૪ અમારા વડપણની દલીલ અમારી નેકી ટેકી હતી. કાંઈ વડપણની દલીલ માત્ર તવંગરીજ નહિ હતી. જે નેકી ટેકી જોઇ લોકો દંગ થઇ જાય તે દોલત અમારામાં હતી.

૫ આજે અમારો મુકામ ખાવરમાં હતો તો કાલે બાખતરમાં હતો. એશો આરામની ફુરસદજ નહિ હતી. તેમ તેવી આદત પણ નહિ હતી.

૬ જાત મહેનતનાં કામોથી અમોને જરા પણ શરમ ન હતી. અમારામા જે વડાઇ હતી તે અમારી જાત મહેનતને લીધેજ હતી.

૭ અમો ઉંટ રાખવાના ધંધાથી ઠેઠ દુનિયાપરનું રાજ્ય ભોગવવા સુધી આગળ વધ્યા હતા. અને તેથી ઉંટ રાખવાવાળાની રીતભાત અમારામાં બાકી રહેવા પામી હતી.

૮ જે કોમી ઉન્નતિના કારણો છે તે સઘળા અમારામાં હતાં, ધાર્મિક પ્રેમ અને કોમી હમદર્દી અમારામાં હતી.

૯ અમારાં ઘર તથા અમો સઘળા અમારા મહેમાનોપર કુરબાન હતા. મદીનાઇ મહેમાનદારી અમારામાં હતી.

૧૦ ઓ હીન્દુસ્તાન ! અમો કુસંપ શું છે તે તો જાણુતાજ નહોતા. એહમદી નીતિરીતિ અને ઈસ્લામી ભાઇચારો અમારામાં હતો.

૧૧ ઓ, કોમોને બરબાદ કરનારા હીન્દ ! તેં અમારી આરબ વડાઇ તથા અજમી જાહોજલાલી છીનવી લીધી.

## ઠપકો ચોથો.

આયેથે અય હીન્દ યહાં ઐસેહી હમ ઝારો નઝાર,
હે અરબકો જીન્સે નંગ ઓર હે અજમકો જીનસે આર. ૧

હમ ઉન્હી ઇસલાફકે માલુમ હોતે હેં ખલ્ફ,
જીન્કી થી માહકુમ નસ્લે રૂસ્તમો અસ્ફંદયાર ૨

હમ ઉન્હીં બાપુંકે બેટે તુજકો આતે હેં નઝર,
જીન્કી જોલાંગાહથી તાતારસે તાં ઝંજબાર. ૩

હેં હમ્હીં અય આરયાવૃત ઉન સવારૂં કે સપુત,
જીન્કી દોડુંસે હેં વાકીફ તેરે દસ્ત ઓર કોહસાર. ૪

હમ સદાસે ખાકસાર ઐસેહી થે અય ખાકે હીન્દ ?
ઉડતી ફીરતીથી ઝમાનેમેં યેહી મુશ્તે ગુબાર ? ૫

થીં યેહી શીકલેં હમારી ? થા યેહી રંગ ઓર રૂપ ?
થી યેહી સીરત હમારી ? થા યેહી અપના શઆર ? ૬

ગર સલફ દેખેં હમારે જીન્દા હોકર અબ હમેં,
આએ નીસબત ઓર કરાબતસે હમારી ઉન્કો આર. ૭

સીરતેં તુને બદલદી મસ્ખ કરદીં સુરતેં,
આબરૂ તુને ડીઓદી ખો દીયા તુને વેકાર. ૮

કર દીયા શેરૂંકો તુને ગોસ્ફંદ અય ખાકે હીન્દ,
જો શીકાર અફગનથે આકર હો ગએ યહાં ખુદ શીકાર. ૯

નકબતેં યેહ સબ જબીસે હમકો આતી થીં નઝર,
આયેથે યહા જબકે અપના છોડકર મુલ્કો દયાર. ૧૦

થા યકીં હમકો કે શામત રફ્તા રફ્તા આયગી,
હમકો તુ અય ખાક હીન્દ આખરે યુંહી ખા જાયેગી ૧૧

## ચોથા ઠપકાનો સાર.

૧ ઓ હીન્દુસ્તાન ! જે રીતી સુરતથી આરબ તથા અજમને સખ્ત અણગમો છે તેવી રીતી સુરતથી અમો કાંઈ અહીં નહોતા આવ્યા !

૨ અમો એ પુર્વજોની ઓલાદ છીએ, કે રૂસ્તમ તથા ઇસ્ફંદયારની ઓલાદ જેમના તાબામાં હતી.

૩ અમો એ પીતાના પુત્રો તને નજરે પડીએ છીએ, કે જેમની ઘોડદોડ તાતારથી લઇને જંગબાર સુધીની હતી.

~૪૩૯૭



૪ ઓ આર્યાવ્રત ! અમો તે સવારોના સપુત છીએ કે જેની ઘોડદોડથી તારા જંગલો અને પહાડો પુરેપુરા જાણીતા છે.

૫ ઓ આર્ય ભુમિ ! શું અમો હમેશાંથી આવાજ નિર્જીવ હતા કે ? શું અમારી તુક્કા ફજેતીની માટી આમ હમેશાં ઉડતી ફરતી હતી કે ?

૬ શું આવીજ સીકલો અમારી હતી ? શું આવુંજ રંગરૂપ અમારૂં હતું ? શું આવીજ નીતિરીતિ અમારી હતી ? શું આવીજ રીતભાત અમારી હતી ?

૭ અમારા વડીલો જો સજીવન થઇ આજે અમોને જુએ તો અમારી સાથેના સગપ્રણ તથા સબંધ માટે તેમને શરમ ઉત્પન્ન થાય.

૮ અમારી નીતિરીતી તથા સીકલોને તેં બદલાવી નાખી. અમારી આબરૂને પાણીમાં ડુબાડી દીધી. અમારા દબદબાને તેં ખોઈ નાખ્યો.

૯ ઓ આર્ય ભુમિ ! તે સીંહને બકરાં કરી આપ્યાં. જે શીકાર કરવા આવ્યા હતા તે ખુદજ શીકાર થઇ ગયા.

૧૦ જ્યારે અમારો દેશ છોડીને તારી પાસે આવ્યા ત્યારેજ અમોને આ બધાં ચિન્હો જણાઇ આવતાં હતાં.

૧૧ અમોને ખાત્રી હની કે, રફતે રફતે અમારાં કીસમત જરૂર ફુટી જશે. ઓ હીન્દ ! તું અમોને આમ ડુબાવી દઇશ તે અમો બરાબર જાણતા હતા.

## ઠપકો પાંચમો.

દેખતે હેં અબ વોહી આંખુંસે સુબ્હો શામ હમ,
જો મુદારાતુંકા થા સમઝે થે તેરી અંજામ હમ. ૧

તોડ ડાલે જલ્દ તુને આહદ ઔર પેમાન સબ,
બેવફા સુનતેથે સબ અય હીન્દ તેરા નામ હમ. ૨

દેર તક રેહતા હે જો ઈન્સાં નહિ રેહતા અઝીઝ,
સુનતે હેં દીવારો દરસે તેરે યેહ પેગામ હમ. ૩

એબ જો દુન્યામેં હેં વોહ હમ્પે થપ જાતેહેં સબ,
કયા ઝમાનેમેં હમેશા થે યુંહી બદનામ હમ! ૪

સબકો હો જાતા હે નાકામીકા પહેલેહી યકીં,
ઉઠતે હેં કરનેકો જબ હીમ્મતકા કોઇ કામ હમ. ૫

તુને દેખા થા કભી ઇસલામીઉંકા હાલ યેહ!
કયા અરબસે લેકે નીકલેથે યેહી ઇસ્લામ હમ! ૬

બસ, ઝીયાદા પીસનેસે અપને કયા હાસીલ તુઝે!
પીસ ચુકે અય આસીયાયે ગરદીશે અય્યામ હમ! ૭

શીકવા કીસ્મતકા હે જો યહાં ખેંચકર લાઈ હમેં,
તુજકો અય હીન્દુસ્તાં કીસ મુંહસે દેં ઇલઝામ હમ. ૮

ફીર ગઇ સરહદસે તેરી ફોજે યુનાં જીસ તરાહ,
કાશ, ફીરજાતે યુંહી દરસે તેરે નાકામ હમ. ૯

રેહતે કાને અપની મહેનત ઓર મઝદુરીપે કાશ,
આકે યાં પાતે ન ઝોકે રાહતો આરામ હમ. ૧૦

દુશ્મન અપના હો ગયા સૌદાયે માલો જાહ હેપ,
હીર્સને તામા કી શેફ઼ેકા કીયા રૂબાહ હેફ. ૧૧

## પાંચમા ઠપકાનો સાર.

૧ ઓ હીન્દ! તારા સત્કારોનું જે પરિણામ આવવાનું અમો સમજતા હતા તે આજે રાત્રી દીવસ આંખોથી જોઈ રહ્યા છીએ.

૨ તેં અમારી સાથે જે કોલકરારો કીધા હતા તે તેં તોડી પાડયા. ઓ હીન્દુસ્તાન! અમો તારૂં નામજ એવફા સાંભળતા હતા.

૩ જે મહેમાન વધુ દહાડા રોકાય તેની ચાહના રહેતી નથી એવો પોકાર અમો તારા દરેક સ્થળમાંથી સાંભળીએ છીએ.

૪ દુનિયામાં જે જે એબો છે તે સઘળા અમોને લાગુ પડી જાય છે. શું દુનિયામાં હમો હમેશાથી આમ બદનામ હતા?

૫ જ્યારે અમો હીમ્મતનું કોઇપણ કામ કરવાને તત્પર થઇએ છીએ ત્યારે સાથેજ અમોને તેમાં નહિ ફાવી શકવાની ખાત્રી થઇ જાય છે.

૬ શું તેં ઇસ્લામીઓની આવી સ્થિતિ કદી અગાઉ જોઈ હતી કે ? શું અમો અર્બસ્તાનમાંથી આવોજ ઇસ્લામ લઇને નીકળ્યા હતા ?

૭ બસ હવે વધુ પીસી નાખવાથી તને શું મળવાનું હતું! એ પીસી નાખનારા સમયની ઘંટી! અમો ખુદ પીસાઇજ ચુકયા છીએ.

૮ અમે અમારા કીસમતનેજ દોષ દઇએ છીએ કે તે અહીં અમોને ખેંચી લાવી. એ હીન્દ ! શું મોહડું લઇ તારો વાંક કહાડીએ !

૯ જેવી રીતે ગ્રીક ફોજ તારી સરહદમાં આવી પાછી ચાલી ગઇ. તેવીજ રીતે એ હીન્દ ! અમે પણ જો વગર સાફલ્યતાએ પરત જતા રેહતે તો કેવું બેહતર થતે.

૧૦ પોતાનીજ મહેનત મજુરીપર સંતોષ માની બેસી રહ્યા હતે તો કેવું બેહતર થતે? અહીં આવી આનંદના લહાવો ન લીધા હતે તો કેવું બેહતર થતે?

૧૧ અમારાં દુર્ભાગ્ય કે અમારીજ જાહોજલાલી અમારી દુશમન થઈ ગઇ. ખોરાકની લાલચે સીહને શીયાળ બનાવી દીધું.

## ઠપકો છઠ્ઠો.

વોહ મુસલમાનુંકી હર બાઝીમેં સબકત કયા હુઇ?
વોહ હેજાઝી ગેરત ઓર મઝ્ઝી હમીય્યત કયા હુઇ!

હમ મુસલમાનુંસે હૈ અય નંગ હીન્દ ઇસલામકો,
થા લકબ ખેરૂલ ઉમમ જીસકા વોહ ઉમ્મત કયા હુઇ? ૨

જી કીસીકી ઇઝ્ઝત અફઝાઇસે ખુશ હોતા નહિ
દીલ ગવાહી જીસપે દેતા થા વોહ ઇઝ્ઝત કયા હુઇ? ૩

દીનો દોલત ઇલ્મો દાનીશ હમમેં કુચ્છ બાકી નહિ,
હકને પુરી કીથી જો હમપર વોહ નેઅમત કયા હુઇ? ૪

મુલ્કો માલો સલ્તનત એક આની જાની ચીજથી,
જો હમેશાં રેહનેવાલી થી વોહ દોલત કયા હુઇ? ૫

કર્યા કર્યા તેરે ઇલ્મો ફઝલસે માઅમુર થા,
અબ વોહ અય ઇસલામ તેરી ખેરો બરકત કયા હુઇ? ૬

જીસને મગરીબકો કીયા મશરીક વોહ સુરજ કયા હુવા?
જીસસે ઘરઘર બન ગયા ચુનાં વોહ હીકમત કયા હુઇ? ૭

કોહો દરીયા જીન્કે હોતેથે ન હરગીઝ સદ્દે રાહ,
વોહ ઇરાદે કયા હુએ ઓર વોહ અઝીમત કયા હુઇ? ૮

કોઇ મુશકીલ હમકો મૈદાંસે હટા શકતી નથી,
વોહ સેબાત ઓર પાયદારી ઓર વોહ હીમ્મત કયા હુઇ? ૯

હોગી અય હીન્દુસ્તાં આમદ હમારી તુઝકો યાદ,
વોહ મુસલમાનુંકી હઇયત ઓર વોહ સુરત કયા હુઇ? ૧૦

વોહ બરૂદોશ ઓર વોહ સીને પેહલવાની કયા હુએ?
વોહ કદો બાલા વ ચેહરે અર્ગવાની કયા હુએ? ૧૧

## છઠ્ઠા ઠપકાનો સાર.

૧ મુસલમાનોની દરેક બાબતમાં આગળ વધી જવાની લાગણીનું શું થયું? દીનીજી ગેરત અને મકી હમીય્યતનું શું થયું?

૨ ઓ હીન્દ! અમો મુસલમાનોથી ઇસલામને ઘણો શરમ થાય છે. જે ઉમ્મતનો ખેતાબ ઉત્તમ ઉમ્મત હતો તે ઉમ્મતનું શું થયું?

૩ કોઇ માનપાન આપે તેથી કાંઇ દીલને સંતોષ થતો નથી. જે ઇઝ્ઝુત માટે ખુદ અંતઃકરણુ ગવાહી આપતું હતુ તે ઇઝ્ઝુતનું શું થયું?

૪ ઇલમ, બુદ્ધિ, કેળવણી તથા દોલત તેમાનું કાંઈ અમારી પાસે રહ્યું નથી. ખુદાતાલાએ જે નેઅમત અમારાપર સંપૂર્ણ કીધી હતી તેનું શું થયું?

૫ રાજપાટ તથા દોલત એક આવતી જતી ચીજ હતી. પરંતુ જે હમેશાં રહેવાવાળી દોલત હતી તેનું શું થયું?

૬ ઓ હીન્દ! તારૂં ગામે ગામ ઇલ્મ તથા ફજલથી પ્રકાશીત હતું. ઓ! ઇસલામ, આજે તારી ખેર તથા બરકતનું શું થયું?

૭ જેણે પશ્ચિમને પૂર્વ કરી આપ્યું તે સૂરજનું શું થયું? જે વિદ્યા–કળાના પ્રકાશથી ઘરેઘર યુનાન થઇ ગયું હતુ તે હીકમતનું શું થયુ?

૮ પર્વતો તથા સમુદ્રો જેમના માર્ગમાં આડે ટકી શકતા ન હતા. તેવા ઇરાદા અને તેવી હીમ્મતોનું શું થયું!

૯ કોઇપણ મુસાફીલ અમોને મેદાનમાંથી પાછી ફેરવી શકતી ન હતી. તેવી દ્રઢતા, મજબુતી અને હિમ્મતનું શું થયું!

૧૦ ઓ હીન્દુસ્તાન! અમો તારી પાસે પ્રથમ આવ્યા હતા તે સમય તને જરૂર યાદ હશે. તે મુસલમાનોના રંગ-ઢંગ તથા કુશળતાનું શું થયું!

૧૧ તે પરાક્રમો તથા તે જબરદસ્ત સાહસોનું શું થયું! તે પહેલવાન જેવાં શરીરો અને સિંહ જેવા લાલ સુર્ખ ચેહરાઓનું શું થયું!

## ઠપકો સાતમો.

જબતક અય હીંન્દુસ્તાં હીન્દી ન કેહલાતેથે હંમ,
કુચ્છ અદાએં આપમેં સબસે જુદા પાતે થે હંમ. ૧

અપની ખુદ કરતેથે ઇઝ્ઝત ગર ન કરતા થા કોઇ,
સર હરેક પીરઓનકે આગે ન નેહવડાતે થે હમ, ૨

હાજતેં હોતી થીં જો અપની રવા કરતેથે આપ,
હાથ આગે મીરો સુલ્તાં કે ન ફેલાતે થે હંમ. ૩

થે ઉસે નેમાએ સુલતાનીસે બેહતર જાનતે,
અપની મેહનતસે અગર નાને જવીં ખાતે થે હંમ. ૪

થે ન કરગસ ઓર ઝગનકી તરહા હમ મુર્દારખાર,
થા વોહી કુવ્વત અપના જો ખુદ મારકર લાતેથે હંમ. ૫

થી ઉલુલ અઝમી વ હીમ્મત અપની મીક્તાહે ઝફર,
ચાર સુ રાહેં મઇશતકી ખુલી પાતે થે હંમ. ૬

જબ કભી જીસ કામકી ખાતીર જીધર મુંહ ઉઠ ગયા
ફીર પલટકર વહાંસે ખાલી હાથ કમ આતે થે હમ. ૭

જી ચુરાતેથે ન મકરૂહાતે આલમસે કભી,
ઔર ખીલાફે ચર્ખે દૌરાંસે ન ઘબરાતે થે હંમ. ૮

અરપે તાઝીકી તરાહથી કૌમે તાઝી ભી ગય્યુર,
જબ કોઇ બહડતાથા હમસે તલમલા જાતેથે હંમ. ૯

હે હમીય્યતકો હમારી એક ઝમાનાં જાનતા,
સર્દ હો જાતે થે સબ જીસ વક્ત ગરમાતે થે હંમ. ૧૦

હાલ અપના સખ્ત ઇબરત નાક તુને કર દીયા,
આગ થે અય હીન્દ હમકો ખાક તુને કર દીયા. ૧૧

## સાતમા ઠપકાનો સાર.

૧ ઓ હીન્દુસ્તાન! જ્યા સુધી અમો પોતાને હીન્દી નહોતા કહેવડાવતા ત્યાંસુધી અમો અમારો રંગ ઢંગ બીજા કરતાં ઘણોજ ખુબીદાર જોતા હતા.

૨ જો અમારી કોઇ ઇઝ્ઝત નહિ કરતું હતું તો ખુદ અમોજ અમારી ઇઝ્ઝત કરતા હતા. દરેક ફીરઓન પાસે અમો અમારૂં માથુ ઝુકાવી આપતા ન હતા.

૩ અમારી પોતાની જે જે હાજતો હતી તે અમો પોતેજ પુરી કરી લેતા હતા. રાજાઓ તથા અમીરો પાસે કાંઇ ફેલાવતા ન હતા.

૪ પોતાની જાત મહેનતથી જો જવની રોટલી મળતી હતી તો તેને બાદશાહી ખાણું સમજતા હતા.

૫ ગીધ તથા કાગડાઓની જેમ અમો મુરદારને ખાનાર ન હતા. અમારો તો તેજ ખોરાક હતો કે જે શીકારને અમે જાતે જઇ મારી આવતા હતા.

૬ અમારી ફતેહમંદીની ચાવી અમારા નહિ ડગનારા જુસ્સાઓ અને હિમ્મત હતી. અમો ગુજરાનના માર્ગો ચારે તરફ ખુલ્લા પડેલા જોતા હતા.

૭ જ્યારે અને જે કામ માટે જે તરફ અમોએ મુખ ફેરવ્યું તોપછી ત્યાંથી ખાલી હાથે ભાગ્યેજ અમો પાછા ફરતા હતા.

૮ દુનિયાના કંટાળા ભરેલા કામોથી અમો કદી પણ કંટાળતાજ ન હતા, અને આસમાની સુલતાની આફતોથી અમો કદી પણ ગભરાતા ન હતા.

૯ આરબી ઘોડાની પેઠે આરબ કોમ પણ ગેરતવાળી હતી. જ્યારે કોધ આગળ વધી જતો હતો ત્યારે અમો તલ પાપડ થઇ જતા હતા.

૧૦ અમારા કોમાભિમાનને સઘળાઓ બરાબર જાણે છે, જ્યારે બીજાઓ ઠંડા પડી જતા હતા ત્યારે અમો ગરમાઇ જતા હતા.

૧૧ હવે તો તેં અમારી સ્થિતિ બીજાઓને ધડો લેવા લાયક બનાવી મુકી છે. ઓ હીન્દુસ્તાન ! અમો અગ્નિ હતા તેને તેં માટી બનાવી દીધા.

## ઠપકો આઠમો.

ખાકે નેઅમત દીલ હમારા શાદમાં હોતા નથા,
સાથ દસ્તરખાંન પર ગર મેહમાં હોતા નથા. ૧

કરતેથે મેહમાં હમારે માહઝર પર છકલેક્ષા,
તંગ દીલ મેહમાંસે કોઇ મેઝબાં હોતા નથા. ૨

હમકો પોંહચીથી ખલી લુલ્લા હસે ખાં ગુસ્તરી,
ઉસરત ઓર તંગીમે ભી તૈય અપના ખાં હોતા નથા ૩

રખતેથે બચ્ચુંકો ભુકા અપને મેહમાંકે લીયે,
ખર્ચસે ધરકે સીવા ખાના જહાં હોતા નથા. ૪

થા મુસાફરકે લીયે એક એક ઘર મેહમાં સરા,
હમકો કુચ્છ ગુર્બતમેં રીકરે આબો નાં હોતા નથા. ૫

મેહમાનુંકો થે અપને ઘરકી બરકત જાનતે,
ઠેરના મેહમાનકા બરસું ગીરાં હોતા નથા. ૬

જાનતે થે હમકે હે ઈસપર ખુદા ના મેહરબાં,
જો કે હમસાયે પે અપને મેહરબાં હોતા નથા. ૭

હમ હરેક આફતમેં હમસાયુંકી રેહતેથે સીપર,
દુશ્મનુંસે અપને ઉન્કો ખોફે જાં હોતા નથા. ૮

ચુપકે ચુપકે હાજતેં કરતે થે સબ ઉનકી રવા,
ફ્કો ફાકા ઉનકા ખલકતપર અયાં હોતા નથા. ૯

-પેટ ભરલેં અપના ઔર હમસાયા ફાકેસે રહે,
ઇત્તેફાક આગે યેહ અય હીન્દુસતાં હોતા નથા. ૧૦

યું ન હમ જીન્સુંસે કરતીથીં યેહ આંખે ચોરીયાં,
તુંને અપનીસી સીખાદીં હમકો તનહા ખુરીયાં. ૧૧

## આઠમા ઠપકાનો સાર.

૧ જ્યાંસુધી અમારા દસ્તરખાનપર એક મેહમાન ન હોય ત્યાંસુધી ઉત્તમ ભોજન ખાઇ અમારૂં મન ખુશ થતું ન હતું.

૨ મેહમાનો પણ અમારી સ્થિતિપર સંતોષ માની લેતા હતા. કોઇ પણ ઘરધણીને મેહમાન તરફનો કચવાટ થતોજ ન હતો.

૩ અમોને હ. ઇબ્રાહિમ ખલીલુલ્લાહથી દસ્તરખાન ખુલ્લો રાખવાનો વારસો મળ્યો હતો. તંગીમાં પણ અમારૂં દસ્તરખાન બંધ થતું ન હતું.

૪ જો અમારા ઘરમાં ખોરાકની અછત હોય તો અમો મેહમાન માટે થઇ અમારા બચ્ચાંઓને પણ ભુખ્યા રાખતા હતા.

૫ અમારૂં એક એક ઘર મેહમાનો માટે ગેસ્ટ હાઉસ હતું. ગરીબ સ્થિતિમાં પણ અમોને દાણા પાણીની ચીન્તા નહિ થતી હતી.

૬ મેહમાનોને પોતાના ઘરની બરકત જાણતા હતા. વર-સોના વરસો મેહમાન અમારે ઘેર રોકાઇ રહે તોપણ અમોને તેમાં કંટાળો આવતો નહિ.

૭ અમો એમજ જાણતા હતા કે જે માણસ પોતાના પાડોશી સાથે મેહરબાની નથી રાખતો તેનાપર ખુદા મેહર-બાન થતોજ નથી.

૮ અમો દરેક આફતમાં પાડોશી માટે ઢાલ થઇને રહે-તા હતા. પોતાના દુશ્મનોથી તેમને તેમની જાનની ધાસ્તી બીલકુલ રેહતીજ નહિ.

૯ ગુપ્તપણે તેમની હાજતો પુરી કરી આપતા હતા. તેથી તેમની ગરીબાઇ બીજાઓપર જાહેર થવા પામતી ન હતી.

૧૦ અમો અમારૂં પેટ ભેરી લઇએ અને પાડોશી ભુ-ખ્યો રહે તેવો બનાવ ઓ, હીન્દુસ્તાન ! અગાઉ કદી બન-તો ન હતો.

૧૧ આમ લાગતા વળગતાઓથી આંખો ચોરી જવાનું બનતું ન હતું. માત્ર તેંજ તારી જેમ એકલપેટાપણું શીખ-વાડી આપ્યું છે.

## ઠપકો નવમો.

જીસ્સે કરતેથે મોહબ્બત બે રીયા કરતે થે હંમ,
જીસ્સે હોતીથી શીકાયત બરમલા કરતેથે હંમ. ૧

શીકવા હોતાથા તો અકસર મુંહપે કેહ દેતેથે હંમ,
શુક્ર કરતે થે તો ગીબતમેં સીવાઃ કરતે થે હંમ. ૨

દોસ્ત બન જાતે થે જીસકે ઉસસે કરતે થે નીબાહ,
આહદ કરતે થે તો આહદુંકો વફા કરતે થે હંમ. ૩

જીન્કે હો જાતેથે સાથી ઉનકા હમ દેતે થે સાથ,
રંજો રાહતમેં શરીક ઉનકે રહા કરતે થે હમ, ૪

કરતેથે ઉસરતમેં ઉનકે વાસતે ફીકરે મઆશ,
ઉનકી બીમારીમેં તદબીર ઓર દવા કરતે થે હંમ. ૫

કામમેં યારૂ કે અપને કામ સબ દેતેથે છોડ,
ઇસમેં રોઝે ઓર નમાઝેં તક કઝા કરતે થે હંમ. ૬

યાર કોઇ મરકે અપને સે બીછડ જાતા થા જબ,
યારકી ઓલાદપર જાનેં ફીદા કરતે થે હંમ. ૭

સુનતેથે અપને બડુંકાં જીન્સે પીયાર ઓર ઇત્તેહાક,
ઉનકી નસલુંસે વોહી રસમેં અદા કરતે થે હંમ. ૮

દુશમનુંકી ઝદમેં દેતે થે ન આને હમકો દોસ્ત,
ટોક દેતે થે હમેં જબ કુચ્છ ખતા કરતે થે હંમ, ૯

આજ વોહ કામ આયે અપને, કલ હમ ઉન્કે આયે કામ
બારહા બાહમ સુલુક ઐસા કીયા કરતે થે હંમ. ૧૦

તુને અય હીન્દુસ્તાં ખો દીં કહાં વોહ યારીયાં,
યારીયાં હમમેં રહીં બાકી ન વોહ ગમ ખારીયાં. ૧૧

## નવમા ઠપકાનો સાર.

૧ જેમની સાથે સ્નેહ જોડતા હતા તે તદન પવિત્રજ જોડતા હતા. જેમને કાંઇ ઠપકો દેતા હતા તે તેના મુખપરજ કહી આપતા હતા.

૨ કોઇનો કાંઇપણ કચવાટ હોય તો તેમના મુખપરજ તે કહીં આપતા હતા. કોઇનો ઉપકાર માનતા હતા તો પરપુઠે માનતા હતા.

૩ જેમના મિત્ર થઇ જતા હતા તો તે મિત્રાચારીને ટકાવી રાખતા હતા, જેમની સાથે વાયદો કરતા હતા તો તે વાયદાને વફા કરતા હતા.

૪ જેમના સોબતી થઇ "જતા હતા તો તેમનો છેવટ સુધી સાથ આપતા હતા. અને તેમના સુખ દુખમાં હમેશાં ભાગ લેતા હતા.

૫ તંગીની હાલતમાં પણ તેમના ગુજરાન માટે કાળજી રાખતા હતા. તેમની બીમારીમાં તજવીજ તથા દવા-દારૂ કરતા હતા.

૬ મિત્રોના કામ માટે પોતાના કામકાજ છોડી આપતા હતા તેમ કરવામાં નમાજ તથા રોજાઓ પણ કજા થઇ જતા હતા.

૭ જ્યારે કોઈ મિત્ર મૃત્યુ પછી વિખુટો પડી જતો હતો ત્યારે તેની ઓલાદપર પોતાનો પ્રાણ સુદ્ધાં કુરબાન કરી આપતા હતા.

૮ અમારા વડીલોનો જેમની સાથે સારો સબંધ જોડા-એલો સાંભળતા હતા તો તેમની ઓલાદ સાથે અમો પણ તેવોજ સબંધ રાખતા હતા.

૯ અમારા મિત્રો અમોને શત્રુના ઝપાટામાં આવવા દેતા ન હતા. જ્યારે અમો કાંઇપણ ગફલત કરી નાખતા ત્યારે તેઓ તુરતજ ચેતવી આપતા હતા.

૧૦ આજે તેઓ અમારે કામ લાગ્યા અને કાલે અમો તેમના કામ આવ્યા. વારંવાર આવી જ વર્તન અમો વર્તતા હતા.

૧૧ ઓ હીન્દુસ્તાન! તેં અમારી તે મિત્રાચારીઓને ક્યાં ગુમાવી આપી? મિત્રાચારીઓ બાકી રહી ન હમદ-દીઓ બાકી રહી.

## ઠપકો દસમો.

તેરે સાયેસે રહે અય હીન્દ જબતક દુર હમ,
અપની યકરંગી રહી ઝર્બુલ મીસલ બેનુલ ઉમમ. ૧

મીલ ગયા જો હમમેં આકર ફીર નથે હમ પુછતે,
રૂમ હે યા તુર્ક અરમન હે અરબ યા હે અજમ. ૨

મીલતે બેઝાને કામુંકી મીઠાહીં થી તમીઝ,
થે બીલાલો જાઅફરો સલમાં બરાબર મોહતરમ. ૩

એક રંગતસેં ઉખવ્વતકી થે સબ રંગે હુએ,
અસવદો આહમર યે જો ઇસલામ કે ઝેરે અલમ. ૪

ઝંગી વ ખારઝમી વ તાતારીઓ માઝનદરી,
એક દસ્તરખાન પર ખાતેથે સબ મીલકર બહમ, ૫

ગો સદા આપસમેં લડતે ઓર ઝઘડતે થે મગર,
વકત જબ પડતા થા આકર એક હો જાતેથે હમ. ૬

ફર્ક રખ્ખાથા કેહ વ મેહમેં ન કુચ્છ ઇસલામને,
થે બરાબર નફકા વો કસવતમેં આકા ઓર ખદમ. ૭

હક ખલીફા કા ન થા ઉસમેં રઇયત સે સીવા,
જમા બૈતુલ માલમેં હોતી થી જો આકર રકમ. ૮

ટોક દેતા થા સરે દરબાર બહડકર એક ગુલામ,
ગર કહીં બે રાહ ઉઠ જાતા થા હાકીમકા કદમ. ૯

શૌકતે હીકે સીવા શૌકત ન થી કોઇ પસંદ,
મુલ્ક જમ લેકર ન પાસ આતાથા અપને કીબ્રેજમ ૧૦

સોહબતુમેં તકીયાઓ મસનદકા આઈ કુચ્છ નથા,
મજલીસુંમેં ઇમતીયાઝે સદરો પાઈ કુચ્છ ન થા. ૧૧

## દસમા ઠપકાનો સાર.

૧ ઓ હીન્દુસ્તાન ! તારા પડછાયાથી જયાંસુધી અમો છેટે રહ્યા ત્યાંસુધી અમારો રંગઢંગ દ્રષ્ટાંત રૂપ રહ્યો.

૨ જે માણુસ આવીને અમારી સાથે મળી ગયો તોપછી અમો એમ નહિ પુછતા હતા કે તે રૂમી, તુર્કી, આર્મિનિયન અરબ કે અજમ છે.

૩ પ્રકાશીત ઇસ્લામે વર્ણાશ્રમને તદન ભુલાવી આપ્યા હતા. બીલાલ, જાફર અને સલમાન તેઓ સઘળા એકજ પંકતીના હતા.

૪ કાળા અને ગોરા, લાલ તથા પીળા જે ઇસ્લામની ધ્વજા નીચે આવી ઉભા રહેતા તે સઘળાઓ ભાઇચારાના એકજ રંગમાં રંગાએલા હતા.

૫ જંગી, ખારજમી, તાતારી તથા માઝંદરાની સઘળાઓ એક દસ્તરખાનપર બેશીને ખાણું લેતા હતા.

૬ જો કે હમેશાં અન્યોન્ય લડતા ઝઘડતા હતા, પરંતુ સમય આવે સઘળા એક થઇ જતા હતા.

૭ એક બીજા વચ્ચે હું તું નોં ઇસ્લામે તફાવતજ રાખ્યો ન હતો. ખાણા તથા પોશાકમાં શેઠ તથા ગુલામ એક સરખાજ હતા.

૮ બૈતુલ માલમાં જે રકમ આવી જમા થતી હતી તેમાં પ્રજા કરતાં ખલીફાનો હક વિશેષ હોતો નહોતો.

૯ જો ખલીફો હક વાતથી કદાચ ઉલટો કદમ ઉપાડતો હતો તો એક ગુલામ પણ તેને ભર દરબારમાં ટોકી આપતો હતો.

૧૦ દીનની જાહોજલાલી સીવાય બીજી કોઇ જાહોજલાલી અમોને પસંદજ નહોતી. રાજપાટ આવવા છતાં પણ મગરૂરી અમારી પાસે આવવા પામતી ન હતી.

૧૧ મેલાવડાઓમાં તકીયા તથા જાજમનો ધારોજ નહતો. પ્રમુખ તથા મેમ્બર તેવી જુદાઇનું ધોરણુજ નહતું.

## ઠપકો અગ્યારમો.

રાસ્તબાઝીમેં હમારી લોગ દેતે થે નઝીર,
ફુઈ થે પાસે સુખનમેં કોમકે બરનાઓ પીર. ૧

દોસ્ત દુશ્મનકો હમારે કોલપર થા એતેમાદ,
કે ચુકે જબ હમ ઝબાં ફીરથી વોહ પથ્થરકી લકીર. ૨

થે સીઠકાભી હમમેં બદ અતવારભી ઓબાશભી,
થા સુખનકા અપને લેકીન પાસ સબકો નાગુરેઝ. ૩

કોઇ બદ આહદીસે બહડકર ન થા એબ ઉન્કે લીયે,
હક જીન્હેં કરતાથા હમમેં વારસે તાજો સરીર. ૪

જૈસે રાહઝન ઓર લુટેરે થે હમારે રાસ્તબાઝ,
રાહનુમાઉં મેં નહિ પાતે હમ આજ ઉનકી નઝીર. ૫

દીલમેં કુચ્છ હો ઓર ઝબાંપર કુચ્છ યેહ ખાસીયત નથી
ખાકમેં ઉસ સરઝમીકી જીસસે થા અપના ખમીર. ૬

જંગથી તો બરમલા થી સુલ્હે થી તો બે રીયા,
હમકો ઝેહર આતા નથા દેના બનાકર જામે શીર. ૭

મુંહસે જો કેહ બેઠતેથે કર દીખાતેથે વોહી,
હે ગરજ કર ફીર બરસના જીસતરાહ અબ્રે મુતીર. ૮

છાઉંમેં હમ જાકે તલવારૂં કે કેહ આતે થે હક,
ગાલીબ આતાથા ન હમપર ખોફ સુલતાનો અમીર. ૯

પર બનાયા જબસે હમને મલજઓ માવા તુઝે,
રાસ્ત બાઝી હો ગઇ અય હીન્દ હમસે ખોશા ગીર. ૧૦

કર દીયે તુને તમામ ઇસલામકે અર્કાન સુસ્ત,
હો ગએ બોદે હમારે આહદ ઓર પૈમાન સુસ્ત. ૧૧

## અગ્યારમા ઠપકાનો સાર.

૧ કોમનો દરેક માણુસ સચ્ચાઇમાં બેનઝીર હતો. સચ્ચાઇમાં લોકો અમારૂં દ્રષ્ટાન્ત આપતા હતા.

૨ મીત્રો તથા શત્રુઓને અમારા બોલપર વિશ્વાસ હતો. જ્યારે અમો જીભ આપી ચુકયા તો પછી તે પથ્થર પર અક્ષર કોતર્યા સમાન થઇ જતું હતું.

૩ ભલા અને બુરા દરેક પ્રકારના લોકો અમારામાં હતા, પરંતુ પોતાના વચનથી ઉલટું વર્તવાનું કોઇને બીલકુલ ગવારાજ ન હતું.

૪ ખુદાતાલા જેને અમારામાં રાજપાટ તથા સત્તાનો માલેક બનાવતો હતો તેમના પ્રત્યે બેવફાઇ કરવી તેમાં દરેક મોટામાં મોટો એબ સમજતા હતા.

૫ જેવા લુટારા તથા ધાડપાડુઓ અમારા રાસ્તબાજ હતા તેવી રાસ્તબાજી તો અમો આજે રાહનુમાઓમાં પણ જોતા નથી.

૬ જાહેરમાં કાંઇ અને દીલમાં કાંઇ તેવી તો ટેવજ ન હતી; તેમ અમારી સરજમીનના ખમીરમાં તે તત્વજ ન હતું.

૭ લડાઈ હતી તો જાહેરમાં હતી અને સુલેહ હતી તો તદન નિખાલસ હતી. અમોને દુધમાં ઝેર મેળવી આપતાં આવડતુંજ ન હતું.

૮ જેમ ખરૂં વાદળ ગર્જના કરી વરસ્યા વિના રહેતું નથી તેમ અમો મુખથી જે કાંઈ કહી નાખતા હતા તે કરી દેખાડતા હતા.

૯ તલવારોના છાયડામાં જઇને અમો ખરી વાત કહી આવતા હતા. અમારા પર રાજા મહારાજાઓનો ખોફ ગાલેબ આવતો ન હતો.

૧૦ પરંતુ એ હીન્દ ! જયારથી અમોએ તને પોતાનું વતન બનાવ્યું ત્યારથી અમારી રાસ્તબાજી બીલકુલ જતી રહી.

૧૧ એ હીન્દ ! તેં અમારા ઇસલામના સઘળા અરકાન સુસ્ત કરી આપ્યા. અમારી પ્રતિજ્ઞા તથા વાયદાઓ સઘળા બીન પાયદાર થઈ ગયા.

## ઠપકો બારમો

શર્કસે તા ગુર્બ જબ આલમમેં થા કેહત ઉર–રજાલ,
થી હમારી કોમમેં અરઝાનીયે એહલે કમાલ, ૧

ઇલ્મો હીકમતને હમારી આનકર લી થી પનાહ,
રૂમ ઔર યુનાનપર જબ છા ગયા જેહલો ઝલાલ, ૨

જાહેલુંકા થા હમારી કોમમેં ધાટા યુંહી,
જેસે અબ લીખ્ખે પહડે મીલતેહેં હમમે ખાલખાલ, ૩

મના ઈસતદલાલ યા તૌજીહ યા તાહકીકે હક,
થી યેહી અકસર હમારી મજલીસુમેં કીલો કાલ. ૪

તુર્કમેં વેહશત રહીથી ઓર ન જેહલ એરાબમેં,
દીન બૈઝાને દીયા થા આકે કાંટા સા નીકાલ. ૫

ઇલ્મભી જાતા થા જાતે થે જહાં હમ સાથ .સાથ,
ઇલ્મને ઈસલામસે બાંધા થા પૈમાને વેસાલ. ૬

સીમો ઝર કમ છોડકર જાતે થે હમ મીરાસમેં,
થી કીતાબ અપની બુઝાઅત ઓર અદબઅપના થા માલ. ૭

ખલ્ક કરતીથી હમારી રીસ રસ્મો રાહ મેં,
કર દીયા થા ઈલ્મને સબકે લીયે હમકો મીસાલ. ૮

આજ જીસ ઇલ્મો હુનરસે હે ચરાગાં બઝમે દેહર,
હમને બુનિયાદ ઉસકી દી થી પેશતર દુનિયામેંડાલ ૯

થી હમારી દોલત અય હીન્દુસ્તાં ફઝલો હુનર,
આ ગયા તેરી બદોલત અપની દોલતકો ઝવાલ. ૧૦

હમકો હર જોહરસે યું બીલકુલ મોઅર્રા કરદીયા,
તુને અય આબો હવાયે હીન્દ યેહ કીયા કરદીયા !! ૧૧

## બારમા ઠપકાનો સાર.

૧ દુનિયામાં પૂર્વથી પશ્ચિમ સુધી જ્યારે વિદ્યા-કળાનો દુષ્કાળ પડયો હતો ત્યારે અમારી કોમમાં વિદ્યા-કળાના ઉસ્તાદોનો સુકાળ હતો.

૨ રૂમ તથા યુનાનમાં જ્યારે અજ્ઞાનતા છવાઇ ગઈ હતી ત્યારે વિદ્યા-કળાએ આવી અમારો આશ્રય લીધો હતો.

૩ જેવી રીતે આજે અમારી કોમમાં કેળવાયેલા લોકો કોઇ કોઇજ જોવામાં આવે છે તેવી રીતે તે વખતે અજ્ઞાન લોકોનો બીલકુલ દુષ્કાળજ પડયો હતો.

૪ અમારા મેળાવડાઓમાં દુષ્ટતાને તજવા, સત્યવાતની દલીલો લાવવા તથા સત્ય શોધવા વીગેરેની ચર્ચાઓ ચાલી રહી હતી.

૫ તુર્કોમાં જંગલીપણું કે આરબોમાં અજ્ઞાનતા રહી ન હતી. આવી વાતોને તો પ્રકાશીત ઇસ્લામે કાંટાની જેમ કાઢીને ફેંકી દીધી હતી.

૬ વિદ્યાએ ઇસ્લામ સાથે એવો કોલકરાર કીધો હતો કે જ્યાં અમો જતા હતા ત્યાં તે પણ સાથે આવતી હતી.

૭ સોનું રૂપું વારસામાં ભાગ્યેજ મુકી જતા હતા, પુસ્તકો તથા સાહિત્ય એજ અમારી પુંજી હતી.

૮ દુનિયાના લોકો અમારી રીતભાતનું અનુકરણ કરતા હતા. વિદ્યા-કળાએ તો અમોને દ્રષ્ટાન્ત રૂપ બનાવી આપ્યા હતા.

૯ આજે જે વિદ્યા-કળાથી દુનિયાનો જલસો જળહળી રહ્યો છે પરંતુ તેનો મુળ પાયો દુનિયામાં અમોએજ નાખ્યો હતો.

૧૦ ઓ હીન્દુસ્તાન! વિદ્યા-કળા એજ અમારી દોલત હતી. માત્ર તારા કારણેજ અમારી દોલત ઘટી ગઇ છે.

૧૧ અમોને તેં દરેક ખુબીથી તદન વિમુખ કરી આપ્યા છે. ઓ હીન્દની આબો હવા! તેં આ શું કરી આપ્યું!

## ઠપકો તેરમો.

હમને યેહ માનાકે જબ ગુલશનમેં હો પરલે ખીઝાં,
એ મહલહે છેડની વાં આહદે ગુલકી દાસતાં. ૧

હો ખલફપર અબ્ર જબ છાયા હુવા ઇદબાર કા,
ફીર સલફકી શાનો શૌકત કીજે કીસ મુંહસે બયાં. ૨

હેં યેહ બાતેં ભુલ જાનેકી મગર ક્યુંકર કોઇ,
ભુલ જાએ રાતકા સબ સુબ્હ હોતેહી સમાં. ૩

બઝમકો બરહમ હુએ મુદ્દત નહિ ગુઝરી બોહોત,
ઉઠ રહા હે ગુલસે શમ્આ બઝમ કે અબતક ધુવાં. ૪

કેહ રહે હેં નકશ પાયે રાહરવાં અય ખાકે હીન્દ,
યાંસે ગુઝરા હે અભી એક બા તજમ્મુલ કારવાં. ૫

ગો યકીં હે રફ્તા રફ્તા યાદે અય્યામે સલફ,
દીલસે છોડેગી મીટાકર ગરદીશે દૌરેં ઝમાં. ૬

ભુલ જાએંગે કે યે કીન ડાલીઉં કે હમ સમર,
ટુટકર આયે કહાંસે ઓર બીકે આકર કહાં. ૭

પર ઝમાનેમેં રહેગે તા કીયામત યાદગાર,
જો કીયે બરતાવ તુને હમસે અય હીન્દુસતાં ૮

માજરા હોગા અમારા ઇબરત ઓરૂં કે લીયે,
ચેત જાએંગે બોહોત સુનકર હમારી દાસતાં. ૯

આગસે રેહતા હે જૈસે દુર દુર આતશ પરસ્ત,
હુકમરાં તેરે યુંહી તુજસે રહેંગે બર કરાં. ૧૦

બરકતેં યાં છોડકર હમ અપની જાએંગે બોહોત,
હમ ન હોંગે પર નસીહત હમસે પાએંગે બોહોત. ૧૧

## તેરમા ઠપકાનો સાર.

૧ અમો એ વાત કબુલ કરીએ છીએ કે, જ્યારે બગીચામાં પાનખર રૂતુનો દૌર ચાલી રહ્યો હોય ત્યારે ફુલની વફાદારીની દાસ્તાન છેડવી તદ્દન મોકા રહિત છે.

૨ જ્યારે કોઇ પણ કોમપર પડતીનું વાદળ છવાઇ રહ્યું હોય ત્યારે તેમના પૂર્વજોની જાહોજલાલી કયા મુખથી વર્ણન કરી શકીએ !

૩ આ વાતો તદ્દન ભુલી જવા જેવી છે, પરંતુ રાત્રીનો બનાવ સવાર થતાંજ કોઇ કેવી રીતે ભુલી જઈ શકે?

૪ જલસો સમાપ્ત થયે હજુ કાંઇ મુદત વીતાઇ ગઇ નથી. જલશાની બતીઓનો ધુમાડો હજુ ધુમી રહ્યો છે.

૫ ઓ હીન્દની ભુમિ ! વટેમાર્ગુઓના પગનાં નીશાનો હજુ એમ કહી રહ્યા છે કે અહીંથી એક મોટો શાનો શોકત વાળો કાફલો પસાર થઇ ગયો છે.

૬ જોકે ખાત્રી છે કે આ પડતીનું કાનસ એક દીવસે પૂર્વજોની યાદને તદ્દન ઘસી નાખશે.

૭ ભુલાઈ જવાશે કે અમો કઈ ડાળીઓના ફળ હતા. કયાંથી તુટયાં હતાં અને કયાં જઇ વેચાયા હતાં !

૮ પરતુ ઓ હીન્દુસ્તાન ! તે અમારી સાથે જે વર્ત-ણુક ચલાવી તે કીયામત સુધી જરૂર યાદગાર રહેશે.

૯ અમારો ઇતિહાસ બીજાઓ માટે ધડો લેવા જોગ બનાવ બનશે. અમારી દાસ્તાન સાંભળીને ઘણાઓ ચેતી જશે.

૧૦ જેમ આતેશ પરસ્ત અગ્નિથી દુર દુર રહે છે. તેમ તારા હાકેમો તારાથી દુર દુરજ રહેશે

૧૧ અમો અમારી ઘણી બરકતો અહીં છોડીને જતા રહીશું. જોકે અમો નહિ હોઇએ, પરંતુ અમારાથી ઘણાઓ ધડો મેળવશે.

# THE BOMBAY TILE MART

## EST 1888

## GULAMALI GULAMHUSEIN.

**21, BANK STREET FORT BOMBAY.**

**FLOORING TILES.**



Orders for all Maible works, Table Tops, name tablets, Plain encautie flooring Tiles DADO white glazed & Broken mosaic tiles cement Matalic ceiling. Steel & galvanized wallpaper well executed promptly at Moderate Price.

સ્થાપન. ૧૮૮૮

આરસના સફેદ પાટીઆ, લાદી, કાળી આરસની લાદી ફરનીચરમાં, દીવાલમાં, જમીનપરની સુશોભિત લ દીઓ પાલીસ કરવાનો સામાન બ્રોકન મોઝેક ટાઇલીસ તથા બાથરૂમ અને મોરીમાં બેસાડવા લાયક સફેદ ચળકતી ૬×૬ લાદીઓ, હાથ છાપ શીમીટ, દીવાલપર જડવાના ફેન્સી વાલપેપર સ્તીલની જડવાની શીલીગ ઘણા કીફાયત ભાવે મળશે.

☞ અમારા પોતાના બનાવેલા માંગલોરી નલીયા કીંમત રૂ. ૫ થી મળશે

**ધી બોમ્બે ટાઇલ માર્ટ.**

**ગુલામઅલી ગુલામ હુસેન ૨૧ બેંક સ્ટ્રીટ, મુંબઇ**

# જીવન.

આ જીવન ખાવાથી: શકિત વધે છે: : પાચનશકિત સુધરે છે. વીર્ય અને લોહી સુધારે તથા વધે છે. મગજને પુષ્ટી મળવાથી બુદ્ધિ અને યાદ દાસ્ત વધે છે, ક્ષય, ઉરક્ષત, શ્વાસ, કંઠરોગ, હૃદય રોગ, પીત, જીર્ણજ્વર, ગરમીના હર્ષ દસ્તની કબજીયાત અને શરીર ઉપર થતા સર્વે પ્રકારનો દાહ મટે છે, દર ત્રીસ તોલા જીવનથી ભરેલ ડબાનો રૂપિયો એક પેકીંગ પોષ્ટેજ મગાવનારને શીર.

**નયનામૃત**–આ લાલ સુરમો વાપરવાથી આખે થતા ફુલાં ડોળ, વેલ મોતીઆ, સુવા, આજણીઓ પરવાળાં, ઝામરવા, તાપોડીયા, ખીલ, છારી અને ઝાંખ મટી જાય છે. સવા તોલાની શીશીનો રૂપીઓ એક પેકીગ પોસ્ટેજ મંગાવનારને શીર.

**દ્રાક્ષારસ**–આ દ્રાક્ષારસ પીવાથી પાચન શકિત વધે છે. દસ્તની કબજીયત દુર થાય છે. રકતપીત, ઉધરસ, છાતીમાં થએલ ક્ષય, ક્ષય, ઝાડાની બીમારી વિગેરે મટે છે પુરૂષાત્વ વધે છે. લોહી સુધરે છે. દરેક બાટલીનો રૂપીઓ દોઢ પેકીગ પોષ્ટેજ મગાવનારને શીર છે.

**કેશ કલપ**–પચીસ તોલા કલપથી ભરેલ એક ડબાના બાર આના: પેકીગ પોષ્ટેજ મંગાવનારને શીર.

તમામ દર્દીઓને સલાહ મફત આપવામાં આવે છે. અમારી સાથેના પત્ર વ્યવહાર પ્રસંગે અર્ધા આનાની: ટીકીટ મોકલાવવી. એજન્ટો જોઇએ છીએ.

વઢવાણ શહેર કાઠીયાવાડ } **શાહ નારણજી અમરશી.**

# ખાસ સૂચના.

મારા તરફથી ઇસ્લામી સાહિત્યને લગતાં પુસ્ કાયમ બહાર પડતાં રહે છે. તેમાં ઇસ્લામી આગે નોનાં જીવન ચરિત્રો, કોમ ઉન્નતિના રીસાલાઓ, ઢો ધર્મગુરૂઓનાં ભોપાળાં, ઇસ્લામી ફીલોસોફીનાં પુસ્તકો, લતીફા ખજ ઇસ્લામીઓના વૃતાન્તો. મુખ્ય છે. એક પોસ્ટ કાર્ડ પર પુરૂં નામ ઠામ લખી મોકલી મારૂં પ્રાઇસ લીસ્ટ મંગાવો.

ઠેકાણું.—

એદલજી ધનજી કાબા.

અમરેલી—કાઠીઆવાડ.